3933

# મેનાં પોપટની વાર્તા.

છાપી પ્રસિદ્ધ કરનાર

ભુલાખીદાસ નારણદાસ.



અમદાવાદ

રીચીરોડ ઉપર હુંનનાર વલ્લીમદના મકાનમાં

ભુલાખીદાસ નારણદાસે પોતાના

સત્યપ્રકાશ પ્રેસમાં છાપી.

સંવત ૧૯૪૫ સને ૧૮૮૯.

કીમત ૨ આના.

३९३३

# મેના પોપટની વારતા.

બત્રિસ પુતળીમાંની વરૂદા નામની પંદરમી પુતળી બોલે છે
તે વારતા રાજા ભોજ સાંભળે છે.

શ્રી ગણેશાય નમઃ      શ્રી શારદાય નમઃ

## ચોપાઈ.

શ્રી ગણપતીના પુજું પાય, સુધ બુધનો સ્વામી રૂડો રાય;
સિધી દેયણ સુખદાતા દેવ, શુભ કામ સદા શુભ સેવ. ૧
સહુ કવિ આગળ કહું કરજોડ, કહું રખે કાંઇ દેતા ખોડ;
ગણુ અક્ષર લહું નહીં ભેદ, ક્ષણ માત્ર ન કરશો ખેદ. ૨
ભોજ રાજ ભારે ભડભુપ, અતોલ તેજ અધિપતનું રૂપ;
ભાગ્યેગે પોતાને મન ભાવિયો, લાખેણુ આસન લાવીયો. ૩
રહેજે સ્પરશ કરે જેટલે, વરૂદા પુતળી બોલી તેટલે;
ભુપત ભોજ તું ન કરીશ ભાર, વિકરમ સરખો નહી દાતાર. ૪
પારકુ દુખ દેખીને દાઝ, પર કાજ કરે તન તાજ;
તેવા થાઓ તો પાગજ ધરો, નહિતો પ્રીતે પુજા કરો. ૫
પગ ખેંચી જોડયા બે પાણ, કહે વિકરમ મહીમા ગુણવાન;
પ્રીત કરી બોલી પુતળી, ભોજ રાજા લેજે સાંભળી. ૬

દોહરા—વરૂદા કહે તું ભોજ સુણ, સાંભળયું હશે કાન; પુછી જુઓ પુરાણમાં, જેહ લખ્યાં છે પાન. ઉજણી અતિ રળી આમણુ, નવ તેરી નિજ નામ; પવિત ભોજ તીરથ તપ, ગુણ સાગર એ ગામ. એક સમે રાજા ચડયો, સૈના સહીત શીકાર;

દેઈ દદામા દુંદભી અલખ્પત અપરમપાર. અસ્વ અધીપતીએ ખે ડીયો, ગયો વેગળો વંન; બીજે મારગ સેના વળી, કોઇ ન જાણે અન્ય. દવ બળતો દીઠો જહાં, રાજા પોહોત્યો ત્યાંય; નાસે જનાવર દો દશા, મહીપત પોહોતો ત્યાંય. કઉતક દીઠું કારમુ, રાજાએ તે દીશ; પોપટ છે એક પીલડો, રાતી મણી છે શીશ; નાહગો જઇ નદી વિશે, ધરચું ઇશવરનું ધ્યાન; દવમાં પડવા દલ ધર્યું, મનસા સીધે માન. વિચાર કરયો મન વિકરમ, પંખા નાઠાં જાય; પોપટ કેમ પાસે રહયો, એ તો અચરત થાય. સ્તુ કરી તેણે સુરની, પડે અગનીમાં જેમ; માં માં કહીને સમ દીધા, છે સહસ્ત્ર કસમ. ઇશ્વર આણ છે તુજને, રામદુવાઇ રાખ; જો પડે તું દવ વિશે તો શ્રી સુરજની સાખ. પોપટ તો પડતો રહયો બેઠો વિકરમને હાય; શા માટે તમે સમ કર્યા, બોલ્યો તેને સાથ. જા મારગ તુ તાહરે, પરવર પોઢે પંથ; હું માહારી હોંશે બળું, તહારે શાની ચંત. સતવાદી કહે શુક સુણો. આપ હત્યા કરે આજ; કીયાં છોકરાં વરણવવાં, કીયું જાય છે રાજ. પોપટ કહે પુછ્યા તણો, તાહારે શાનો અરથ; દુખ સુણી શું પામશો, ગાંઠ ધણેરા ગરથ. જે કામ તમા આવીયા, તેહ કરીને જાઓ; પડવા દો મને પાત્રકે, જાઠી શાને થાઓ. આપ દુખ જે કો કહે. તેહેનું મુરખ નામ; સાંભળીને તું શું કરે, કરી શકે મુજ કામ. વચન દીધું તે વિક્રમે, લે પરીયાનો કોલ; ભાગું સંકટ તાહરૂં, સત્ય વચન તું બોલ. ઇશવર આણ સાચુ કહે, દીલ કેર તુજ દુખ; ગમશે જો ગોવિંદને રહેજે કરૂં હું સુખ. પંખી કહે પ્રીછું અમા, પ્રથમ તમારૂં નામ; કયાંથી આવ્યા કોણ છો,

ક્યાં વસવાનો ઠામ. નગર ઊજેણીનો નરપતી, વિક્રમસેન વડ વીર; શેવક ગઉ બ્રાહ્મણ તણો, ધરમ વાત પ્રૌડ ધીર. સવારનો શીકારને, હું આવ્યો આ વંન; અશ્વ ખેચી ઉભો રહયો તુને તજતાં દીઠો તન. આદ્ય અંત ઉતપન લગી, કહે તું વીતગ વાત; સુખ કરે તને ઐહેજમાં, મોટી હરરીખ ગાત.

ચોપાઇ—કહે શુક સાંભળ મહારાજ, મહારા દુખ ટેરૂ એ કાજ; રાજવશી નગરનો ભુપ, ભુપતસંગ એક ભારે ભુપ. તે નગરનો શેઠ સુજાણ, પરેમચંદશા તેનું નામ; પુષ્પસેન તેનો સુત હોય બત્રીસ લક્ષસો જુગને જોય. તેને મજશુ અદકી પ્રિત, વીનોદ વાત કરે બહુ રીત; એક સમે બેઠાં એકાંત, કહી વાત બાગી મન ભ્રાંત. વિધાતાએ લખ્યું કયાં હશે મારો વીવાહ તે ક્યાં થશે; મુજમાં તેનું જ્ઞાન છે ઘણું. તે કારણ કહ્યું તે તણું. મછાવતી નગરી છે એક, માનસંગ મહીપત વીવેક; ટેકચંદશા તેનો શેઠ, પદમ લોચના પુત્રી એક. તાંહાં વીવાહ થાશે તાહરો. સાચો બોલ માને ગાહારો; તે કન્યાની પાસે રહે, મદન મોહની મેના કહે. તે મેના પણ ચતુર સુજાણ, તેને ગન પણ આવ્યું જ્ઞાન; પદમલોચના કહે મેના સુણો, પુછું વાત જાણો તે ભણો; માહરો વીવાહ મળશે ક્યાં, તે જાણો તો કહોને હ્યાં. મેનાએ કર્યુ તે કામ, પુસ્પચંદનું લીધું નામ; વાંચ્યો હરખરે લક્ષણ લહ્યુ પદમણીએ પોતાને કહ્યું. શ્રીફળ મોકલીયાં દેઇ માન, આવી પરણવા જુગતે જાન; તેના કુળની રીતે કરી તે વરને તે કન્યા વરી. કન્યા વળાવી તે સાથમાં, હોંસે મેના આવી હાથમાં; હેત પ્રીતને ઉલટ ભેર, આવી આપ પોતાને ઘેર. કનક પાંજર પોપટ ત

હુ નગર શેઠને હેતજ ઘણું મેના તે મુકી ત્યાંહાં એકઠાં શુક સારીકા બે રહ્યાં. શુભ મેના દીઠી તે ઠામ. વાધ્યો પોપટને મન કામ; જોરાવરી જાગી નવ હોય કાગની સાથે કરે કોય. કાલા વાલા કીધા ઘણાં. વનીતા રજીત વીખીયા તણાં મેના કહે મુજ સામુ જોય, તો નીશ્ચે પ્રાણ તું તારો ખોય. મુજ સામુ જોડે તુ આંખ, તો તોડી નખાવુ તારી પાંખ; આરસ પરસ બહુ રાઢે રીત, ઘડી એકમાં કરે બહુ પ્રીત. નરકે નારી કામ વશ હોય, તે વેળા ઈશ્ર નવ દેખે કોય:

છપ્પો--સો કાયર એક સુર પેહેલાંનો તે બુપ નાસે; કાજળ કોટડી માંહે, તાંહાં ડાહ્યો થઈ બેસે. સંગ તજે ને જેહ, તેહ ને પગલે પાસે. અડે રેખ ઘણું ખસે પણ બીખું કાંઈ બેસે. કામની સંગ લાગી પુરૂષ કામ વશ થાએ સહી; સાંભળ કહે રાજન પુરૂષ પરનારી નેહ કરશો નેહી.

ચોપાઇ--તે પોપટને વાધો કામ, ચુકો આતથી તેણે ઠામ; જોરાવરી કરી તેણે જાર, કોપી તેતો મેના નાર. પ્રાતસ કાલ થયો જાહરે, સહુ સુતા ઉઠયાં તાહરે લીધી નારીએ મેના હાથ, શેઠ બોલશે પોપટની સાથ એક એકને પ્રીતજ ઘણી બોલાવવાં, આંડી આપણી; ત્યારે મેના બોલી ત્યાંહ, બેડી નારીના કર માંહ. શુંજ વાત જાણી ને કહી, રાત સમ વીતક જે થઈ; જો પોપટ ને મારે તું. તો તારે ઘેર આવું હું. માહારા વરત તણો જે ભંગ, અભડાવ્યું હમારૂ અંગ; એ પોપટ ને શુળીએ દો. નહીં તો માહારી હત્યા લ્યો. કારણ રાત તણું જે થયુ રાણી રાજા આગળ કહ્યું; હમને વાહાલો તે છે ઘણો, મહા અન્યા પડયો તે તણો.

શેઠ કહે શુક સાંભળ વાત, સાચુ શું વીત્યુ રાત; આપણુ બે-ઉ છીએ એકાંત, સાચુ કહે નવ રાખીશ ભ્રાંત. કહે પોપટ શાં ભળ માહારાજ, વાત કરતાં આવે છે લાજ; રાત એક એ પાસે રહ્યો, પ્રેમહા ને કામ પેદા થયો. નારી આગળ નરનું શું જોર, કીધો ચંતની એ મુજને ચોર; રાંણી આગળ થાએ સતી, વાંક નથી અમારો રતી. શેઠ કહે મનાનો વાંક, ચુકાવ્યો પોપટ મારો રાંક; જુવંતી જુઠી નીશ્ચે હોય, પુરૂશ વાંક નવ કાહાડે કોય. શેઠાણી કહે મના સુંદરી, કંથ આગળ મને જુઠી કરી; કહે સારીકા સુનો પેર, પુરૂશ ભુંડા છે ઘેરે ઘેર. નર નારી સાચુ સાંભળો, મુકાદો મનનો આંબળો; ભુંડા પુરૂશ તણિ કહું વાત, જુઠી જાણજો નરની જાત. લખનોર છે એક લાયક છે ગામ, નારસંગ નરપતનું નામ; લખેશરી માંહે ધનશાહ વશે, ધનક્ષય નામે તન એક તશે. પુષ્પક પાટણુ ને રાજંન, શુભ સકોમળ તેનું ગન; મધુચંદશા મોટો શેઠ, તેને પ્રેમની પુત્રી એક પેટ. ધન રાય સાથે વીવા કીધ, શ્રીફળ સોંપી કીધું સીધ; કુળ આચાર રાજસ ગુણુ રીત. પરણાવ્યાં વર કન્યા પ્રીત, મીનારક આવ્યું તે પેર, કન્યા રહી પોતાને ઘેર; ત્યાર પછી જે વીતક થાય, તે સાંભળો કહુંછુ માય.

દોહરા—વર તણો પીતા મુઓ ગયો વણજ વેપાર; કપુત ઉઠયો કુલક્ષણો, અવગુણુ અપરમપાર; રમે જુકટુ રાડકા, ગુણકાને ઘેર જાય; દામ સઘળો દેહવટ ગયો, કપુત જણાયો કાય. વેચ્યાં મંદરી માળીમાં, વેચ્યાં વસ્ત્ર સણગાર; વેચ્યાં ચોપડા ચીતથી, ખોયો નગરમાં કાર. અંન ન મળે ઉદરભરી, ન મળે કમડો

દાગ અન્યા અધરમ ચાલે ઘણો, કરે કુડાં નીત કામ દામ જ-તાં દુનીઆ ગઈ, ગયું સગપણ સરવે સાથ; અકલ બુદ્ધિ આગળ ગઈ આવી અટકી અનાથ. ગયો ગામ સસરા તણે, તેણે દીધાં માન ભલે શેઠ પધારીયા, આપ્યાં ફોફળ પાન. વસ્ત્ર આભુશણ ભાત ભાતનાં, ખાંન પાંન રીત રીત; જામાત્ર જાણી જુગતશું પુરણ કીધી પ્રિત. રાખ્યો પુરણ પ્રિતશું, અવધ એકજ માસ સાસરવાસો સજ કરયો, અતી આણંદ હુલ્લાસ. શામાં વળાવી સાસરે, કોડે સાથે કંથ; કોઈ બીજુ તે કેડે નહીં પરવરી છે પંથ. શામા તે છે મહા સતી, શીરોમણ સુંદર રૂપ; પ્રિતીપાલ પતીની કરે બલગણ કેરી ભુપ. વીસ દીવસ થયા વાટમાં, આવું અરણવ તયાં એક; વીચાર્યું મન વાણીએ વીપરીત છે વીવેક. હેવું માંથે દાહલું રેહેવા નહીં ઘર સત્ર; ચરચા જોશે ચચની, આ નગરશેહનો પુત્ર. લાજ જશે મુજ લોકમાં, કરે કાગની ઘાત; મુજ ઘેર રહે નહીં માનની, જાણશે એનો તાત. કંથ કહે સુણ કામની, સોંપે મને શણગાર; વાંટે વીઝન હોએ ઘણું, તસકર અપરમપાર. ઘરેણાની ઘાંઠડી રાખી પોતાને પાશ; પાળો પંથે પરવરયો, પેગદા પુંઠે પાસ. મહા વનમાં એક કારમો, મોહોટો આવ્યો કુપ; પાંણી પીવાને મશે, ભામની સાથે ભુપ. કાહાડે પાંણી કામની, પીએ કંથજી આંહ; કોટ ઝાલી ને કામની, નાંખી કુવાની માંહ. નાઠો નગર તે નર ઘણું. પ્રિત પાપણી પેર; કેટલેક દાહાડે આવીગો, વણો પાપી તે ઘેર.

ચોપાઇ—કામની તે કુવામાં પડી ઘણું દુખ પામી તે ઘડી; સંકટ પડે તે જાએ કહીં, થોડું પાણી તેથી બુડી નહીં વટેમારગુ તે બારણે, આવ્યા પાણી પીવા કારણે; દીઠી નારી કુપે પડી;

તતક્ષણ કાઢી તે ઘડી. દીઠી રૂડી રાજ રતન, પુછયું તેને ગામ વતન; ગામ નામ પીતાજી તણુ, ગ્રહસ્થ જાણે તુ છે ઘણુ. ગલી ન વસતર દુરબળ દેહ, નારી ઉપર સહુને નેહ; વેગે કહી વધામણી વાત, હરખ્યાં માત તાત ને ભરાત. એકલી તું કેમ આવી પંથ, કયાં ગયો કામની તુજ કંથ; શા માટે થઇ દુરબળ દેહ, તારૂણી વાત માંડી કહો તેહ. માનની સુણ કેહે ગાંડી વાત; કહું વીતગ મારુ હો માત; સ્વામી શાધ ઘણું માહરો, શાણો શુભ દીલથી ડાહરો. કરે ચાકરી મહારી ઘણી, તન મન ધન એ તરૂણી તણી; પાણી માગે તો દે એ દુધ, સપુત શાહ પુત્ર એ શુધ મળ્યા તસ્કર વીખમ વાટમાં, ઘણો સાથ લુટયો વાટમાં; કોણ જાણે ધણી કયાં ગયા, મુજપર કરતાતા બહુ દયા. ભલે આવી તું મારી બાઇ, લીધાં ઓવારણાં સરવે ધાઇ આપ્યાં વસ્ત્ર નવા શણગાર, ભરથારનો નવ ખોયો ભાર. કંથને નવ કુડો કહયો, દુખ.દાવાનળ દેહે સહયો; તારૂણી તહાં ઠરીને રહી, પુરૂષ તણી તાંહાં શી ગત થઈ. વરસ અઢી થયાં જાહરે, મન વિચાર કરયો તાહરે; કામની તો કુવામાં પડી, ગયો જીવ હશે તે ઘડી. વનમાં જે હકીકત હોય, તેને તો નવ જાણે કોય; લાલચ લેવાની આશરે, પાછો ફરી જાઉ સાસરે. દહાડા દસ વીસ પરોણો રહુ, કુશલ ખેમ ખબર જઈ કહું; સાસરવાસો દે બહુ પેર, કપટ કરીને લાવું ઘેર. એમ વિચારી ચાલ્યો જાય, આવ્યો સસરાના મંદીર માંહ; મંદીરમાં પેસે જેટલે, તહાં જુવતી દીઠી તેટલે. દ્રષ્ટે દ્રષ્ટ માનનીની મળે, અચરત પામી પાછો વળે; દીઠો કામનીએ તે કંથ, પાછો પરવરયો પંથ. હેત ધરીને ઝાલ્યો હાથ, મહારાજ

મહારી સાંભળો વાત રખે રાખો મનમાં આંબળો, સાચી વાત મહારી સાંભળો. તેમાં નથી તમારો વાંક, લખ્યા હશે વિધાતાએ આંક; મેં સાચી વાત અહીંયાં કહી નથી, બીજી બનાવી છે કથી. મેં રાખ્યો છે આપણો ભાર, નથી જાણતું કોઇ આ ઠાર; સુખે તમે મંદીરમાં જાઓ, શા માટે ઓશીગળ થાઓ. ડાહી એમ શીખામણ દીધ, પેઠો મહીરમાં કરીને પ્રીત; ભેટયાં સાસુ સસરો સહુ, કુટુંબ સહોદર બાવત બહુ. એકાંત પોઢે સુંદર સેજ, નારી નરને આણે હેત; વીત્યા દીન એમ દસ બાર, વણીક પુત્રે કરયો વિચાર.

દોહરા—કુપમાં નાંખીતી કામની, માથે મોટી ખોડ: વીસ વશા નહી વીસરે, જુવતીને મન જોડ. ઓશીઆળો રેહેવું અતી, મળી નારશું મીટ; પરાણે કરવી પીતડી, તે પથ્થર ઉપર પીટ. અધરાતે જે માનની, નીંદ્રા વશ તે હોય; નર નારી બે એકલાં; પાસે નહીં ત્રીજુ કોય. ડાલ્યું વીંધુ ધરણી તણું, જોરાવરી એ જાણ; પલક એક બે પગ ધરી, પદમની પછાડે પ્રાણ. આભુશણ ઉતારીયાં, બાંધી ગાંઠડી કીધ; અરધી રાતે એકલો, વાટ વીદેશ લીધ. પ્રાતસકાળ પરોઢીએ, વીપરીત દીઠી વાત; ફુટી પીટી રોઈ રહ્યાં, તેહનાં માતને તાત. ગયો મારગે તે કયાં મળે વીપરીત કીધું વરત; પાપી પરદેશ ગયો, માનની પામી મરત. પાપી પુરૂષ એવા ઘણા ઘેર ઘેર એ સંસાર; મેનાને પોપટ કહે, નિરમળ રૂડી નાર. શેઠ શેઠાણી સાંભળો, અપાર એવો આંક; પુરુષને પાપી કહયો વિનતાનો નથી વાંક. શેઠ કહે તમે શુક સુણો, કહું વિનતાની વાત; સંસારમાં સરખું નથી; જુગતે જોતે

જાત. શુક કહે શેઠ સુણો, ભણો ભાવથી ભેદ; કીયારે તો બોલે કામની વનિતા અવગુણ વેદ. ઇશવરના બનાવમાં સહુમાં અધીક અનેક; પાપ આપમાં અતીઘણું વપુએ વપુએ વિવેક. સરખું નહી કોઇ શ્રષ્ટીમાં નર નારી લખ કરોડ; ભલા ભલી પ્રથવી ધણી, જુગતે નહીં કો જોડ.

ચોપાઈ—કહે તો કહું તેમાં દ્રષ્ટાંત, ભાગું ભામની તારી ભ્રાંત; શુક કહે સાંભળ મહારાજ, કહું કરતુક કામની કાજ. નીચ જાત તો નારી તણી, કહોતો સાક્ષ દેઊ તે ઘણી; કનકાવતી નગરી શુભ ગામ કાંતીશેન રાજાનું નામ. લક્ષપતી ત્યાં એક વાણીઓ, શુખ સાગર જુગતે જાણીગો; નગર શેઠનું રૂડું નુર, પ્રાક્રમ તેનાં છે બહુ પુર. સખુખ નામે તેની દીકરી, લક્ષણવંતી ભાગે ભળી; દામાદરદાસ તણો દીકરો, વિજેપાળ કન્યાને વરયો. પટાંતરો પંદર જોજન તણો, ગામ વેગળો દેશજ ઘણો; વહાંણુ વટી તે તેનો બાપ, ચઢયો વાહાણ તે કુંવર આપ. પરણ્યો તો જે કન્યા પેર, ઘણું હેત પણ મુકી ઘેર; વહાણ હંકારી ગયો વીદેશ, પરમુલક પર ધરતી દેશ. પરનારી તેને તનથી તજી, પરણી ભામની તેને ભજી; અવિદ્યા ન જાણે અન્ય, કોઇની સાથે ન મળે મન. લંગોટ બંધ કાપે તે દીન, નીચ બુદ્ધિ કરે નહી જન; પતી જઈ પરદેશે રહ્યો વિચાર શો વીનતાને થયો. ભરજોબનમાં છે ભામની, કંદ્રપમાં સમજી કામની; અંગો અંગમાં પ્રગટ્યો કામ, નારી ઝંખે નરનું નામ. બેઠી જુરણ મનમાં કરે, પર પુરૂષ હઇડામાં ધરે; બેઠી માનતી માળીયા માંહ, વીપ્ર એક જમીને જાય; ચાવે બીડાં મુખમાં પાન, તળે નીકળ્યો કરતો તાન; દી-

ઠો દેવાંશી વત દેહ, ઉપન્યો તે નારીને નેહ. ડાહી હતી ઘરમાં એક દાસ પ્રિતે મોકલી તેની પાસ; તેડે છે શેઠાણી માહરી, વીપ્ર ચીંતા ગઈ તાહરી. રવીવારનું કીધું વરત, દાંન આપવા તેડે તરત; વીપ્ર એવું મનમાં કળે, વાટે જાતાં આવું ક્યાં મળે. શેઠ તણી ડાહી દીકરી, પોતે તેડે પ્રિતે કરી; તાંદુલ સોનું એ આપશે, વળી ગોર કરી થાપશે. એવો ઘાટ મન સાથે ઘડયો, વીપ્ર-મેડી ઉપર ચડયો; નારીએ ઝાલ્યો નરનો હાથ, બોલી સામા બ્રાહ્મણ સાથ; તે બ્રાહ્મણ બાબત બુજીઓ, થરથર થર બ્રાહ્મણ ધરૂજીયો. તાહારે પગે લાગુ છું નાર, કાઢીમેહેલ મુજને તું બાહાર; મહારો પગ તો ટકતો નથી, કોડ વરાં કહુંછું હું કથી. ગહારી ઇજત ને જી વડો જાય, તારો સંગ મુજથી નવ થાય; એમાં મોત ઉપજે માહરૂં, એવું કામ ન કરૂં તાહરૂં.

દોહરા—વનિતા કહેછે વીપ્ર સુણ, ધીરજ મનમાં રાખ; તારૂં નામ કો લે નહી, તેમાં શ્રી સુરજની સાખ. સહીઅર મહારી માલણી, પ્રીત ઘણેરી પેર; નીતે રાતે આવજો, તે નારીને ઘેર. વડ હેઠે ઘર તે તણું, નહી પડોશી પ્રીત; સુખે સેજા પાથરૂ, રમજો રૂડી રીત. ખાવા પીવા ખરચવા, દહાડી આપું દામ પ્રતાપ ઈશવરના થકી, લઇ ન શકે કો નામ. વારૂ કહી વિપ્ર વળ્યો, આવ્યો પોતાને દ્વાર; શેઠાણીએ સેજમાં તેડી માલણ નાર. માલણ તારે મંદીરે, આવે વિપ્ર વશરામ; સનમાન દેજે તેહને, પુરી રાખજે ઠામ.

ચોપાઈ—માલણ ગઇ પોતાને વાસ, દીધી શીખામણ કીધી દાસ; સજયા પાથરી પુશપજ તણી, શુભ સામગ્રી બીજી

ઘણી. વિપ્રે વિચારી મનમાં વાત, ઘડીકા થઈ બે ચારેક રાત; પ્રીતે પ્રેમદાએ પરઠી પેર ગયો વિપ્ર માલણને ઘેર. આસ્વાંગત દીધાં સનમાન, લવીંગ સોપારી એલચી પાન; શુભ શજયા ઢાળી એકાંત, ભાગી મન થકી તે ભરાંત. એટલે શેઠાણી તહાં આવિ-વિવિધ સામગરી તે લાવિયાં; સઘળી વાતે મળ્યો સંજોગ, કીધો ભાગની સાથે ભોગ. નર નારીને ઘણું થયું હેત, નીત નીત બાં ધ્યો સંકેત; અહરનીશ ત્યાં એવું હોય, અન્ય વાત જાણે નહી કોય. એમ દીવશ થયા છે ઘણા, આવ્યા વેપારી વહાણજ તણા; બાગ્યાં દુંદભી ઢોલ નિશાન, જુગતે થયું સસરાને જાણ. જામાત્ર વિદેશ થકી આવિયા, માલ અનંગળ તે લાવિયા; માસ એક થયો જાહરે, જમાઈ ઘેર આવ્યો તાહરે. તારૂણી તેડવાને કારણે, આવ્યો સસરાને બારણે; મળાભેટી ભલી પેરે કીધ, કોડ પશાય વારૂ વિધ વિધ. શાક પાક ભલાં ભોજન, માનની સજન તણું; તહાં મન; દીવશ ગયા તહાં દસ બાર, પણ નયણાં નવ મેલે લગાર. શેઠ વિચારે લજ્જા ઘણી, બાલક છે તરૂણી મુજ તણી; એક દિવશ માળીએ એકાંત આપ્યાં રત્ન અમુલખ ખાંત. મુકતા ફળ તણા જે હાર, આપ્યો માલ બહુ અપરંપાર; ભોજાઈ ઘર માં છે બે ચાર, તેમણે કીધો મન વિચાર. ઘણે દીવશે શેઠ આવિયા, રતન ચિંતામણી લાવિયા; નણદલ અણસરતાં કયાં નથી, સહુ શીખામણ દે સવરથી; એક દીવશ પરાણે પ્રિત, કર્યાં એકઠાં રમવા રીત; દાદરો અડકાવી બાહાર, રહ્યાં એકઠાં નર ને નાર. નારી ઘુંઘટ તાણી પડી, બોલાવી ન બોલે ઘડી; કાલાવાલા શેઠે કર્યા, ખાંત ધરી ખોળા પાથર્યા. તોયે નાર નવ બોલે

નેટ, થાકગો આપડો શાણો શેઠ. ભાર નીંદા થગો જાહરે, વી. ચાર કરયો વિનતાએ તાહરે. વિપ્ર જોતો હશે મુજ વાટ. તેના મનમાં રહે ઉચાટ; નારી દોર નાખી ઉતરી, માલણ મંદીર તે પરવરી. રાત અંધારી છે ઘનઘોર, ગાળીયા હેઠે ઉભા ચારે ચોર;

દોહરા—વીપ્ર વાટ જોઈ રહ્યો, ઊંઘ્યો અતીશે આપ; પુષ્પ પ્રેમલને કારણે, આવ્યો મોટો સાપ. પગ હેઠો પડગો પુરુષનો, વાગ્યો નાગને શીશ; ખીજ્યો તે મનમાં ઘણું, ચઢી સગળી રીસ. આ યુષ્ય તેનું આવી રહ્યું કોઇક જન્મનું વેર; ડશો નાગ તે ડંશ ક રી, જોતાં ચડીયું ઝેર. પુરાં વરસ સોએ થયાં, માનવી પામ્યો મરત એહેવે શેઠાંણી સેજમાં, તારૂણી આવી તરત દીપક જોત છે દીપતી, આવી વરેહમાં નાર; જગાડી જુવે જુગતે કરી, ભા મની તે ભરથાર. કઉતક એક ત્યાં કારમું, થઇ ગયું ઘનઘોર; બા હારે બેઠા બુધ લહે, ચારે ચતુર તે ચોર. માલણ મંદીર ઉપરે, વડલો મોટો વ્રક્ષ; તે ઉપર વાસો વસે, જોરાવર એક જક્ષ. તેં- ણે તરૂણી ઓળખી, કુડું કરે છે કામ; શેઠ પોઢાડયો સેજમાં, એ આવી એ ઠામ. મુવા ઉપર મમતા કરે, જીવતાને નવ જોય; હરામખોર એ આગળે, અન્ય ન દીઠી કોય. ઉતરયો અકુલ આ- પથી, તજયો વૃક્ષથી વેશ; જક્ષતો જુગતી કરી, પુરૂશ માંહી પ્ર વેશ. આળસ મરડી ઉઠીયો, જન વીપ્ર તે જાગ, હરખ પ્રીત પુ રણ કરી, પ્રેમદા લાગી પાગ. નીંદ્રાવશ કેમ નર થયા, કેમ દા ખી નહીં દેહ; કેમ તમેતો તોડીઆ, નારી સાથે નેહ. નર કહે નીંદ્રા ઘણિ, આવી તારે સંગ; તે માટે બોલ્યો નહીં, શામા તા રે સંગ. ચરવણ ચીત ધરી કર્યું, પ્રિતે પીધું દુધ; ભામની તે

ને ભોગવિ, બાળ પ્રાક્રમથી બુમ. પરબારશે પુરણ પ્રિતે કરી, સ્થિર થઇ ખાધો થાક; કોપ કરી ને કરડીયું તે નારી કેરૂ નાક. બાળા બુમ પાડે ઘણી, દેહ સમે કેમ દુખ; તુટયું નાક નરિ તણું, રહ્યું વીપ્ર ને મુખ. જક્ષ તો વરક્ષે ચઢયો, કરી કામ એ તરત: પાછો વીપ્ર પડયો ત્યાંહાં, મુળ જેમ પામ્યા મરત. ચોર ચરચા જુવે ત્યાં, બેઠાછે જે બહાર; માલણને કહે માનુંની, જાગ નમરી નાર. હવે ઉપાય શો કરૂં, દેએ શીખામણ મુજ પેર; નાક વીના નારિ થઇ, કેમ જવાશે ઘેર. ઉત્તર શો દેઊં એહનો, પુછે માને બાપ; નરનારી સઉ નગરની, ઉતર દેવા આપ. સ્વામી પોઢયો સેહેજમાં, તેહેનો સઘળો શોક; પુછે તેને શું કહું, લક્ષવંતા જે લોક ચોપાઇ —કેહે માલણ સાંભળ કામની જા મંદીર હગણાં જામની; ચરૂ માળીએ તું જાહરે, પાડે બુમ તારૂણી તાહરે. ગળે ઘર ઘણી ને તું પડે, કહીએ મારી સાથે વઢે, શું વણસાડયુ છે તાહરૂં શાને નાક કાપ્યું માહરૂં; જા ઉતાવળી કહુંછું કથી, બીજો ઉપાય તારો નથા ચોર ચાર તે કેડે ગયા, વિચાર કરીને વીસ્મ થયા. ચરચા એ નારીની જોઊં, મારા મનનો સંદેહ ખોઊં. માનની તતો મળીએ ચઢી પાડી બુમ તે વેળા ઘડી; ધાવ ધાવરે માનેબાપ, દેછે દૃખ અકરમી આપ. સુતાં હુતાં સરવે લોક, શામા દેખી પામ્યા શોક આવડું કષ્ટ તે કેમ વાપીચું. શાને નાક એનું કાપીયુ.

દોહરા—ભુંડો એમારો પતી, જરનો એને છાક; વાત કરતાં વઢી પટયો નારીનું વાઢયું નાક. સાસુ સસરો શોકાતુર થયાં, ફટ ફટ કરે છે લોક; ન ઘટે તે એણે કર્યું સઉ લોકોને શોક. ચે-

હને માંઇ સુજે નહી ઓ ઉતર કહુ સરવ સાથ; પડયો ગાભરો બાપડો, કાને દીધા બે હાથ. જાણુ રાજ દ્વારે થયું લોપી તેની લાજ; દીઓ શેઠને શુળીએ, કરડયું નાક શું કાજ. રામા ર તન સરિખડી, એકજ કરિ અજાણ; મા જોવું ઘટે નહીં, પાપી પુરાણુ પ્રમાણુ. ચોર વિચારે ચીતમાં, માર્યો જાશે શેઠ; પાપ પડે તે આપણને, વીનતાને માંથે વેઠ.

ચોપાઇ—ચારે ચોર પધાર્યા તાંહાં, કેમ મારો છો રાંકને આંહાં; મળી સભા બેઠીતી જયાંહાં, વાંક ઘણો વીનતાનો ત્યાંહાં. રાત હતી અંધારી ઘોર, અમા ઉભાતા ચારે ચોર; કઉતક કસું એક નારિએ, નાંખ્યો દોર ઉતરી બારીએ. પાછી અમ પુંઠળ થી પેર, માનની ગઈ ગાલણને ઘેર; ત્યાં વિપ્ર પડયો હતો આપ. તો પગે ડશોતો સાપ. તે વિપ્ર તો પામ્યો ગરત, ઉતર્યો જક્ષ એક વડથી તરત; કર્યો પ્રવેશ કાયા જોગવિ, ભામની તે ભુતે ભોગવિ. પાછો ઝાડે ચડયો જાહરે, કરડી નાક ખાધુ તાંહરે; દુખ પામી નારિ તે ઘડિ, પ્રેમદા પતીને પાશે પડિ ગાલણુ નિ શીખવિ આવિ ઘેર, પછે કરી પ્રેમદાએ પેર: પાડિ ણુમ જાગ્યાં મા બાપ, રાજ દવારે આવ્યાં આપ. તે પારખું જુગતે જુઓ, પાણિ પોતાનું શાને ખુઓ; તે વાતનું તરશે ભરમ, જુવોછે બ્રાહ્મણુ માલણુને કરમ. ગયો રાય જોવાને કારણે, પડયો વીપ્ર ગાલણુ બારણે; તેના મુખમાં દીઠુ નાક, સાચુ માન્યું તશ્કરનું વાકય. ચાર ચોરને સાચા કીધ, તે ચોરને સરપાવજ દીધ; શામા શુળીએ દીધી જાહરે. સ્વામી ઉગારે તાહરે. મુકાવી જીવતી તે આપ, એ ભોગવશે એનું પાપ; કહે પોપટ સાંભળ રાય, એવો ના

રીનો અન્યાય. દીઠી વાત કહું કામની, કુડામાં કુડી કામની, વી સ વસા વીનતાનો વાંક ભુંડી ભામની આડે આંક.

દોહરા—મેના કહે મારૂ પ્રાણો, ભુંડુ ભુંડા ઘેર; મારૂ વરત કેમ ભાગયું, તેની તે શી પેર. પ્રાણ તજુ હું માહરો, આપુ હ ત્યા તુજ; જોરાવરી જારી રમ્યો, દોશ છે એ મુજ.

ચોપાઈ—શેઠ શેઠાણી સાંભળો બેય, શુક સાથે છે સબળો નેહ; કહું તે એક કરોજી કાજ, રખે રાખો કોઈની લાજ. બ્રહ્મ હત્યાદિક પાતીક તુને, કરી ન્યાય કરી દેખાડો મુને; પોપટને દો ધણીજ પતીજ, ધરમ વાત તણી જે ધીજ. બેમાં હોએ જેનો વાંક, દિયો શુળીએ આડો આંક; શેઠ કહે શુક સાંભળ વાત, ખરી કહે અમ આગળ ખ્યાત. કહે શુક કહે સાંભળરે શેઠ, જુ ઠી કહું નહીં નેટ; એકઠાં ઘાલ્યાં નર ને નાર, પ્રથમ તો અન્યા એ ઠાર. આવ ભાવ હેતેથી કરો, હેતે આરા હમારી હરો મેં વિચારયું મારે મન, એક જાતી પક્ષી છું જંન. જે મેનાં કહે તે કરૂં, વિનય કરી વિનતાને વરૂં; પંખીને પરણ્યાની રીત, હેતે કરૂં ત્યાં રૂડી રીત. દીઠી રૂડી એની દેહ, નારી સાથે કરયો મેં નેહ; મેં જાણ્યું રાખશે છાની વાત, એ તો થઇ ગુણકાની જાત. મેનાએ મનમાં ન ગણી લાજ, કરયુ કહુ કામનીએ કાજ; કામની કહે તેતો હું કરૂં, વિનતા હેત કરે તો વરૂં. એતો હોંશ છે મન માહરી, પુછે મેના રાણી તાહરી; શેઠાણી કહે સાંભળ સ તી, લાજ ના રાખીશ રજ રતી. તહારા મનની કરે જો વાત, સોંપું શુકને તારે હાથ; જો ગમ તો અવગુણ સાંખ, જો ગમે તો મારી નાખ. તારી દાઝ હોલાયે કેમ, સાચું કહે તું ગહારા

સમ; સારિકા કહે શેઠાણી સુણો, ભાર એવડો શાને ભરો. મુજ ને તો એ ઉપર ખાર, મારી નાખું આણી વાર શું કરીએ શુક શેઠજ તણો, વહાલો પ્રાણથી પોપટ ઘણો. માટે કહ્યું એ મહારૂ કરે, તો તો પ્રાણ એનો ઉગરે; કહ્યું કરે અમારૂં આપ, તો વાંક ગુનો કરૂ હું માફ.

દોહરા--શેઠ કહે શુક સાંભળો, પ્રીછો તમારી પેર; કહ્યું કરો તમે માનની તો સુખે રહો મુજ ઘેર. શુક કહે સુણ સારિકા. કહે મન આવે તેહ પછી હું પરણું તુજને, પ્રેમ કરશું નેહ.

ચોપાઈ--કહે સારિકા તુજથી થાય, તો કર કહું તે એક ઉપાય, ગ્રહ વાંકા શેઠાણી તણા. શુન્ય થાનક પડયા છે ઘણા. પાંચમે મંગળ રાહ દે કષ્ટ, સંપુરણ શનિસ્ચર દેખે દ્રષ્ટ; એ ગ્રહ જેને જુગતે જોય. વનિતા વંઝા નિસ્ચે હોય જો ગરભ રહે પ્રમદાને પેટ, તો જીવતો મુકું સહી નેટ; બીજું વચન કહું તે કરૂં, તો વર મહારો કરીને વરૂં. પ્રીત કરીને રાખું પાસ, મુલ ખરીદી થાઉં દાસ; આજ થકી તો મહીના સાત, શેઠ શરીરે છે એક ઘાત અચાનકથી મુરછા થશે, ઘડી એકમાં જીવજ તેને જીવવાનો ઉપાય, લાવ શોધી જો તુજથી થાય.

દોહરા--સારિકા કહે પોપટ સુણો, કરો એનાં કાજ; તો પરણું હું તુજને, રાખું તારી લાજ. ન કરે કાજ તો માહરૂં, તેં ન ગણું તુજ પાપ; જોરાવરી જુવતી કને, જાર રમ્યો તું આપ.

ચોપાઈ--ઉગરે શેઠ તે કરો ઉપાય, તો તું મહારો સ્વામી થાય; લુણ એનું ઓશીગળ થાઉ. તો તહારી બલીહારી જાઉં.

દોહરા--પ્રતિજ્ઞા પોપટ કરે, રાખો દ્રઢ વિસ્વાસ; સો ઉ

પાય કરી આવશું, પ્રીતે તારૂણી પાસ. જરૂર જાવા દે મુજને, પરદું કામની પેર; માસ ચારમાં તુજ કને, આવું આપણે ઘેર. સારીકા કહે તું સમ કરી, નીસ્ચે નાશી જાય; પછે મરવાને કારણે, શાનો પેદા થાય. શુક કહે સાંભળ સુંદરી, કરૂ પ્રતીજ્ઞા આપ; જો ના આવું તારી કને તો પરલેકારનું પાપ; વીશ્વાસ ઘાત વળી જે કરે, ધરે અહંકારી આપ; જો ના આવું તુજ કને, તો સ્ત્રિ હત્યાનું પાપ. અભક્ષ્યાભક્ષ બ્રાહ્મણ કરે, અગમ્યાગમ્ય આપ; જો ના આવું તુજ કને, તો બાળ બ્રહ્મહત્યા પાપ.

ચોપાઇ—વચમાં ઇશ્વર વચમાં રામ, કીધા સમ એ કોટીક કામ; સમ ખાઈ ને ત્યાંથી વળગો, પંખી ઉડી ને પંથે પળ્યો. વીચાર્યું છે તેને તાંહે, ભારે કામ મુજથી કેમ થાય; કરી પ્રતીજ્ઞા ખાધા સમ, તહાં ગયા વીના ચાલે કેમ. વીક્રમસેન ઉજેણી ધણી, તેની કીરતી છે અતી ઘણી; ઘણા લોક પામે છે સુખ, તેને જઇ કહું મારૂં દુખ. સંકટ સહુ લોકોનાં હરે. કદી અરથ જો મહારો સરે; એવી મનમાં રાખી આશ, આવતો તો તમારી પાસ. વળી વિચારયું મેં તો મન, સતવાદી રૂડો રાજન; એ આગળ મુકું કેમ લાજ, પડું હળવો સભામાં આજ. એ કામ કેમજ હું કરૂં, અગની દેહ બાળીને મરૂં; એટલા સમ ખાધા તે પળે. ફરી રાંડ પડે નહીં ગળે. દવ બળતો દીઠો જાહરે, તેમાં પડતો હતો તાહરે; સ્નાન કરી સુરજ સાખીગો, એટલે તમો પડતો રાખીયો. સાચી વાત તે કહી છે અમો, પુછોછો તો સુણજો તમો; હવે પુરમાં રાજા પરવરો, જે કરતા તે કામજ કરો. દવમાં પડવા

દો મહારાજ, તમો કરો તમારૂં કાજ; એવી વાત સાંભળી જયાં, તતક્ષણ રાજા બોલ્યો ત્યાં.

દોહરા—પ્રથવીપત કહે પ્રીતથી, પ્રાછો તમારી પેર; શ્રી ઇશવર દુખ ભાગશે, આવ હમારે ઘેર. પ્રીતે ઘાલ્યો પાંજરે, કરયો વાયદો વરત; આશા પુરે અંબિકા, માસ એકમાં તરત. સમ કરી સુખીયા કરયા, આપ વિચારો મન આધ શકિત તુ ઇશવરી, ટેક રાખજે તન.

ચોપાઈ—ધ્યાન ઇશવરનું મનમાં ધરે, નીતે કામ પોતાનું કરે; એક દીવશ આવે અધીપતી, ગયો શિકાર પોતે મહીપતી. વછોહ સરવ લશ્કરનો થયો, રાય એકલો રણમાં ગયો; બેઠો છે તહાં તપસ્વી એક, ધરે ધ્યાન તહાં વારૂ વિવેક. નથી રાખતો કોની આશ, પ્રથવીપત આવ્યો તેની પાસ; ભુખ તરસ ને ટાઢ છે ઘણી, પામ્યો દુખ ધરતીનો ધણી. જઇ શીધને નામ્યું શીશ, ગયો આપ આથમતે દીશ; શીધ કહે છે શું છે નામ, કેમ આંબ્યા છે આણે ઠામ. બોલ્યા રાય મન આણી ધીર, ઉજેણી અધીપતી વિકરમ વીર; શીકાર રમતો ભુલો પડયો, આશ્રમ આણે ઓવી ચડયો. અવનવું મેં દીઠું આરણ, જાણી શીધ આવ્યો તમ શરણ; બાંધ્યો અશ્વ મઢુલી માંહે, ખાણ આર પછે દીઠી ત્યાંહે. અમરત જેવાં ફળ અનુપ, સંતોખ્યો ત્યાં ભારે ભુપ; પાથરણ ઓઢણ આપ્યાં ઘણાં, કરયાં જતન પ્રથવીપત તણાં. પ્રાતસકાળ થયો જાહરે, સુતો અધીપતી ઉઠયો તાહરે; રાજા કહે કાંઈ માગો ગરથ, સઘળી વાતમાં છું સમરથ. કહે શીધ મારે શી ખોટ, શી બાંધી તુજ પાસે મોટ; રાજા શામાટે ગાંડા થાય, આવજો તમે

નગરની માંહ. કરૂં ચાકરી તમારી ઘણી, તો જાણો ખરો ઉજેણી ધણી; શીષ સુણીને એવી વાત, આવ્યો રાજાની સંઘાત.

દોહરા—સીધ કહે સુણ મહિપતી, મહારે ઘેર ઘણી ભુખ; આહાર આપતાં તુજને, ઘણું લાગશે દુખ. અપવાસ કરૂં એક વરસના નીરભે સાથે નેટ; પછે કરીશું પારણાં, પુરણ ભરીને પેટ. રાજા કહે જે માંગશો, તે આપું હું અહાર; અજાર ન કરૂં એક ઘડી, પલક ન લાગે વાર. તમ સમાન વહાલું નહીં, તમ સમાન નહીં પ્રીત; મહારા સમ છે માગજો, રંજીત મનની રીત.

ચોપાઇ—માગી શીખ ને મહીપત ગયા, પોતપોતાને કામે થયા; વીત્યા દીન વીતી છે ઘડી, તે વાત વિસારે પડી. એમ કરતાં આવ્યો દીન, શીધે આપ વિચાર્યું મન; જોઇએ રાજા કેરુ રૂપ, કપટી કે છે ભોળો ભુપ. સત અસત ચાલેછે એહ; કેવો નારાયણપર નેહ; માટે એની ધીરજ જોઊં, મહારા મનનો સંદેહ ખોઊં. ચેલો તે પોતાનો કરયો, કુંવર રાજાનો હરયો; લાડકવાયો વરસે સાત, બત્રિસ લક્ષણો વિશ્વ વિખ્યાત. જુવે મુખ તારે અન જમે, કરે રમત તે સઊને ગમે; પલક પરો નવ રાખે રાય, કંઠ વળગાડે કોમળ કાય. ગયો કુંવર કહે છે સઊ લોક. સભા બધી પામી છે શોક; હાહાકાર નગરમાં થયો, કુંવર કોડીલો તે કયાં ગયો. કહાં જાઊં હવે શું કરૂં, પ્રાણ દેહમાં કેમજ ધરૂં; બહુ વાડી ગેબી ગફાય, ઠામ ઠામ ખોળાવે રાય. કુંવર તણી વધાઇ ખાય, માંહો માગ્યાં કહે આપું રાય; પુછ પુછારણ કીધી ઘણી; ન જડી શુધ કાંઇએ તે તણી. કોટી ઉપાય કરવા તે ચડયો, તોયે પુત્ર શોધ્યો નવ જડયો; મુકી કુંવર તણી તો આશ, બેઠો નરેસ

થઈ નિરાશ.

દોહરા--એટલે આભુષણ તેહનાં, કુંવર પેહેરણુ કાય; તે એક બ્રામણ કર ધરી, વેચવા ચઢે જાય. સાહ્યાં સોનીવાણીએ, ફુટફુટ કરીને ફોક; રાજદવારે લાવિયો, પુઠે ઝાઝા લોક. ગારામાર કરે ઘણી, દીએ ઘણેરી ગાળ; મારયો પુત્ર એ પાપીએ, એમ ચડાવે આળ. કુડુ કામ એ શુ કર્યું જીવીશ કેટલા કાળ; ઉતમ નહી તું અધમ છે, ચેતવિઓ ચંડાળ. બાળહત્યા બેઠી તુને, નરક જશો નીરવાણ; શુળીએ દેશે સેહેજમાં, તજશો હવડાં પ્રાણ. રાય આગળ ઉભો કરયો, આભુષણ છે હાથ; લોક ખલક લેખા વિના મુઠયા છે તે સાથ. રાય કહે રેહો વેગળા, લાવો મારી પાસ; વિપ્ર જાણી વીનય કરયો. દીધી અદકી આશ આભુષણ એ કુંવરનાં, કયાંથી લાવ્યા આજ; એનો પહેરનારો કયાં ગયો, સાચું કહો મહારાજ.

ચોપાઇ—કહે બ્રાહ્મણ નવ જાણું હું, ફરી ફરી શું પુછે તું; મહારો ગુર ગુફાની માંહ, તેને ઓલખ્યા શકે નહી કોય. તે તો તહાં બેઠો એકલો, મુજને વેચવાને મોકલ્યો; તેણે મુજને સોંપ્યું કામ, વેચી ઘરેણુ લાવો દામ. હું વેચવા આવ્યો જાહરે, બાંધી એહીંયાં લાવ્યા તાહરે; સાચી વાત તો કહું છું કથી, બીજું જ્ઞાન તો મુજને નથી. રાજાને મન લાગી રાઢ તહારો ગુરૂ મુજને દેખાડ; બ્રાહ્મણ સાથે આવ્યો ભુપ, રણમાં બેઠો સાધુ સ્વરૂપ. વાસો રાય રહેતો જાંહાં, તે ઠેકાણે આવ્યો તાંહાં; આ ગુરુ બેઠો બારણે, મોકલ્યો વેચવાને કારણે. ચેલો ઘરમાં નાશી ગયો, રાય ગુરની પાસે રહ્યો; કહો સીધ ધરાવો નામ, કરતા દીસો કુડાં

કામ, આ આભુષણ સેનાં ઘડયાં તમને કયાંથી જુગતે જડયાં; એ પહેરનારો જે પુત્ર, તેનું શું કર્યું છે સુત્ર. શીઘ કહો તમ સાચી વાત, જીવે છે કે કીંધી ઘાત; દુનીઆં બધી દુખી થાયછે પુત્ર વિજોગે જીવ જાય છે.

છપ્પો—મહા દુખ માયે બાળ, મહા દુખ માલ ગયાનું; મહા દુખ અતિ અપમાન, મહા દુખ રોગ થયાનું મહા દુખ જાએ નાર, મહા દુખ વેર વઢયાનું; મહા દુખ હારે હોડ, મહા દુખ ઝેર ચઢયાનું. વળી મહા દુખ માથે મોતનું, દુખ દેવું ઘર સુત્રનું; સાગળ કહે મહા દુખ વળી મોત થાય પ્રિય પુત્રનું.

ચોપાઈ—ઉતાવળો થઇ સાચું બોલ, પડદો આપ રૂદેનો ખોલ; કહાં પેલો એ મહારો બાળ જીવે છે કે આવ્યો કાળ. શીઘ કહે સાંભળરે રાય, જુઠ બોલ્યું મુજે નહીં જાય; વરસ તણા કરવા ઉપવાસ, થઇ પારણા કેરી આશ. બત્રિસ લક્ષણો પુરૂષ જો મળે ત્યારે મનની ચિંતા ટળે; વદવાસની જે જક્ષણી પુરૂષ માંસની તે ભક્ષણી. રાંધી માંસ ને આપું ભોગ, પછી જમવાનો મળશે જોગ; જોયું મેં ઊજેણી માંહ, બાલક રમતો દીઠો તાંહ. બતરીસ લક્ષણો જોયું ચેન, આણ્યો પુરૂષ ત્યાંથી એન; હું નથી જાણતો કોનો બાલ, ગરજ ભુખ માટે આણ્યો કાલ. આપ્યો ભવાનીને મેં ભોગ, સુખ સામગરીનો સંજોગ; અસ્તી ચરમ જે તેનું નામ, મુખ આગલ મુકયું તે ઠામ. ભંડારીને જે કા દાંગ આભુષણનું કરવું કામ; મોકલ્યો વેચવાને કારણે, ચાલ્યો આવ્યો તુજ બારણે.

દોહરા—ત્રાહે ત્રાહે લોકે કહ્યું, નિંદે સઉ સંસાર; દીયો સીધને શુળીએ પંચ ઈટાળી માર. રાય કહે રહો સાંસતા, જાઓ

તમે સઉ ઘેર; ન કરો એને આકળો, પુછો રૂડી પેર.

ચોપાઇ—પછી રાયજીએ જોડયા હાથ, બોલ્યા વચન તે રીખની સાથ; તમ ગરૂ કારજ કરયું, રૂડી રીતે પેટજ ભરયું. ભાગી છે તમારી ભુખ કઇક હજી દેહમાં છે દુખ કહે શીષ સાંભલરે રાય, કહું વાત સમજો મનમાંહ. મહારે માથે છે ગુરૂ એક, તેની કહું એક વાત વિવેક; તે ઉપવાસ કરીએ છીએ એક દન, એક દીવશ કરીએ ભોજન. મને મળ્યો બત્રિસ લક્ષણો, આપ્યો ભોગ ભવાની તણો; એટલી ગુરૂને થાશે આશ, ગુરૂ શીશ જમશુ બે સાથ. ગમતો તે શુળીએ દયો, જો ગમતો આભુશણ લો; જો ગમતો જા વેર સાંખ, જો ગમતો મારી નાંખ હું શું જાણુ તારો પુત્ર કામુ ભાગ્યું છે ઘર સુત્ર. તેં પણ મોટો અન્યા કરયો, તાહરો પુલ હુતેથી હરયો. ફટ ફટ કહેછે સઉ ગામ, તમો કીધું અમારૂ નામ; માટે જેહ કહે તે કરં. કહેતો જીવું કહેતો મરું બેઠું પાપ મારે શીર નેટ, ભુખ્યો રહયો ન ભરાણું પેટ; હત્યા બેઠી ને દુખીયો થયો, સરયો અરથ નહી પણ ભુખ્યો રહયો;

દોહરા.—કહે રાજા સીધ સાંભળો; દુખ ન ધરો મન માંહ; ગુરૂ ભુખ્યો છે તમ તણો. તે ગુફા છે કયાંય. આગળ થાઓ અધિપતિ, દેખાડો તે ઠામ; કરો ઉપાશણુ એકલો, નીરવાણ છે એ નામ. પાગ પયો પ્રથવી પતી જોડીને બે હાથ; તમો કરો તે પારણુ, બોલ્યા સીધને સાથ. ભોજન કીજે ભાવતાં. અન્ન કયાંથી આજ; મુજને કાંઇક દીજીએ, એ દેવા સરખું કાજ. મનમાં રાખો ઓરતો. તો તારે શીર પાપ; શીત આગ્ના સાચુ કહો, જમો તમો કેમ આપ.

ચોપાઇ સીધ કહે સાંભળરે રાય, કહું જમ્યાનો એક ઉપાય; પુરશ બત્રીસ લક્ષણુ તણો સતવાદી સ્વરૂપે ઘણો. તે આવે મારે બારણે હેતે મળવાને કારણે; આપ હાથથી છેદે અંગ કરે દેહ કાયાનો ભંગ. વરત સંપુરણ થાએ જોગ, આપે હાથ ભવાની ભોગ સંતુષ્ટ થઇને શકતી જાય, ત્યારે અમોએ ભોજન થાય ત્યાં સુધી એહા તપ કરૂં, આયુસ ખુટે તો ત્યાંહાં મરુ; ભોગ આપ્યા વીના ભોજન હોય, એવી વાત કરશો ન હી કોય. કહે સીધ તમો સાંભળો અહેલી દયો મનનો આંબળો; હું આવ્યો તારે બારણે, ભોગ ભવાનીને કારણે. કરો સીધ ઉતાવળ આજ, લાવ્યો સાગગ્રી જોઇએ તે કાજ; કહે સીધ સાંભળરે ભુપ, તું સતવાદી રાજા રૂપ. પરમારથ કરે પર કામ, તારૂં છે નવ ખંડે નામ; તારો પુત્ર ચેલે મારીયો, અરથ પોતા તણો સારીયો. હું મારા પેટને કારણે તમને કેમ મારૂ બારણે; માટે જાઓ જીવતા ઘેર, નહી કરૂ હું તમારી પેર. પેટ ધાઓ તો હું નહી દેઉ, રાજભાર માંથે નહી લેઊં; સાંભળો સીધ અમારી વાત, મરતી નથી અમારી જાત; આયુશ પુરે જે નર મુઓ, તે ગયો તે જુગતે જુઓ, પરકાજે તજે જે પ્રાણ, રહયો જુગમાં તે તો જાણ; રૂડો ચીંતવ્યો મારો જોગ, તો આપો ભવાનીને ભોગ, જુગમાં રાખો હમારૂં નામ, તો કરવા દયો એ કામ;

છપ્પો—જગમાં જીવ્યો તેહ, જેણે પરદુખ જઈ કાપ્યાં; જગમાં જીવ્યો તેહ જેણે દાંન અભયપદ આપ્યાં; જગમાં જીવ્યો તેહ ખ્યાત ચાલી દશ દીશે; જગમાં જીવ્યો તેહ કુળ તા

સ્યું લખ્યું ચીશે; જગમાં તે નર જીવીગો, જશ વિમળ ગુણુજ્ઞ ણીયો; સાગળ કહે જીવ્યો સપુત, પરકાજે દે પ્રાણીયા.

ચોપાઈ.—સીધ તણી મંડળી ગાંહે, સામગ્રી સરવે આ ણી તાહે; કરો કહુ તે દ્રવ્યજ કાજ, તીલ તાલ તાંદુલ શ્રીફળ ચ્યતીરાજ. સ્થાન નવ ગ્રહેનાં કરયાં, શ્રીફળ ફોફળ ઉપર ધરયાં; કરયો ઉતાશન જાગ્રત જોત, સ્થાપ્યાં તેત્રિસ કરોડ દેવ ઉદ્યોત. કરી ઘણી ત્યાં ઘીની ધાર, મહા પ્રગટી અગ્નિની ઝાળ; રૂદે આ પ મન રાખી ધીર, કર્યું સ્નાન જઈ વીક્રમ વીર. ઇષ્ટદેવનું સ્મરણ કર્યું, ધ્યાન આપ રૂદેમાં ધર્યું; જેગ વીવાનો હોગ્યો દીન, એમ ઉલટ મહીપતને મન. ઘાલી કંઠ કરેણા માળ, સીંદુ ર તિલક કર્યું છે કપાળ; પુરણાહુતી વળી જાહરે, લીધું ખડક હાથે તાહરે. ગયો કુંડ નીકટ તે ઠાશ, આપ હાથ છેદે તે શીશ; જય જય શબ્દ કહી સંજોગ, લેજો માત ભવાની ભોગ. કરો ત પસવીના પુરાં કામ, માગે તે આપો આ ઠામ; ખડગ શીશ મુ કે જેટલે માં માં શબ્દ થયો તેટલે. અરે રાય માં કરીશ દેહની ઘાત, કહું તે કર એ મારી વાત; ઉઠમણુ અણાવો લોંટ, કરે પુતળુ તારી ગોઠ. કરી કડકા હોમ કુંડ, તુષ્ટ થશે તેથી ચામુંડા પડયું ખડગ હાથથી તરત, પાળુ રાય વીક્રમનું વરત. થયો શ બ્દ તેવું આચરૂં, એ રીધે કીધું પારણું; રાજા શીખ માગે જાહ રે, એ સીધ બોલ્યા તાહરે. ધન ધન રાજા તારૂં મન, જીવતો દે ખાડું તારો તન; નથી આણ્યો મારવા કારણે, જોવા ખદ આણ્યો બારણે. અનેક સતવાદી પેહેલો હોય, તુજ સમાન દીઠો નહીં કો ય; શાબાશ તારા પીતા ન માત, શાબાશ તારી જુગતે જાત,

મંદીર જઈને માન્તે કરો, આપુ વસ્ત્ર તે કરમાં ધરો; આ લે ફૂળ મંદીરમાં થાપ, પ્રસવતી રાણી ને આપ. સાત જનમની વંઝા હશે, પુત્ર બત્રીસ લક્ષણો થશે; એ અમુલખ માટી વસ્ત, હેતે આપું તારે હસ્ત. પુત્રને તેડી આવ્યો તાંહે, વસે સીધનો ચેલો તાંહ; તેને આગતા સ્વાગતા બહુ કરી, રાખ્યા હેતે રૂદેમાં ધરી. અમરત મેવા આપ્યા આહાર, જે નવ દીઠા કોઈ સંસાર; પ્રાતસકાળ થયો જ્યાહરે, માગી વીદાય વીક્રમ તાહરે. કહે ચેલો સાંભળરે રાય, મોહોટો છે તારો મહીમાય તેં મુજ આગળ મેલ્યું શીશ, પણ નવ આણી મનમાં રીસ. કર્યું વાલુ પરમારથ કામ, દુખ ભંજણ તે તારૂં નામ; તાહારા પુન્ય તણો નહીં પાર, આપુ વસ્ત તુજને એક સાર. સફળે ફળ સેઈ જાણ્યો, અંતકાળ આવે ત્યારે ખાઓ; વીઘન વળશે તહાં તમ તણું. થશે આવરદા બમણું ઘણું..દુરલભ છે દેવતાને એહ, નરપત તુજને આપુ તેહ; વસ્તુ અમુલખ બે ત્યાં સાથ, સપ્યાંત છે રાજાને હાથ થયું નગર ઉજેણી જાણ, હરખે ગરગડીયાં નીશાન; નાહનું મોહોટું નગ્રનું સહુ, બાબત પુણ્યે વધાવે બહુ. દીઠો પુત્ર ને વાધ્યું હેત, નર નારી મા બાપ સમેત; રાજા આવી બેઠો પાટ, કરે વખાણ બોલે જસ ભાટ. ખેર મહેર કરી છે ઘણી, બેઠો તખત ઉજેણી ધણી; પોપટ આવી બેઠો હાથ, બોલ્યો વીક્રમ સણીની સાથ. ફરી ફરી શું કહીએ તુને, શીદ ઘાલી મુકયો.છે મુને; માહારો અરથ તમથી કેમ સરે, કામ ઇશ્વર વીના કોણ કરે. માટે મારૂ વચન તે જાય, કાહાડી મહેલે મુજને તું રાય; દાવાનળ માંહી જઈ અડું, કે વેણી માધવમાં પડું. તાહારે વીક

મ રાજા હસે, બોલ શુકનો મનમાં વસે; અમુલખ વસ્તુ બે જ્યાં હ તી, ફળ પોપટ આગળ છતી. એમાં ગુણ છે ઝાઝા એહ, નરપતે સોંપ્યા આણી નેહ કહ્યો ગુણ બે ફળનો ઘણો, દોલ રીજયો તે પોપટ તણો. રાજાને દીધી આશીશ, જીવે રાજા કરોડ બત્રિસ; નીત્ય નીત્ય કરે પરકામ, નવ ખંડમાં નીરમળ નામ. જેવું કામ કર્યું માહરૂ, ઈશ્વર નીસ કરે તાહરૂં; એ રીતે આપી આશીશ, ચાલ્યો પોપટ વણીકની દીસ.

દોહરા—પોપટ ફળ લેઈ વળ્યો, આવ્યો વણીકની પાસ; શેઠ શેઠાણી રંગમાં, ત્રીજી મના નાર. મુક્યાંફળ મુખ આગળે, મનમાં થયો આણંદ; કળા વધી પોપટ તણી, જેમ અજવાળો ચંદ. પુષ્પ નક્ષત્ર રવીવારનું, આપીયું તેને દીન; પ્રાસ્યું ફળ તે પ્રીતમાં, ઉલ્લટ આણી મન. ગરભ રહ્યો તે દીનથી, પોતી મનની આશ; માસ ચારતે વીતીયા. વીનતા મન વીસ્વાસ. વણીક તણો જે વાયદો, નીશ્ચે આવ્યો નેટ; અધીક હેત આરોગીયો, પ્રિતેથી પળ પેટ. વીધન વાલ્યુ તે શેઠનું, ભોગવી રીધ ઘર સુખ; બત્રિસ લક્ષણો બહુ ગુણી, પ્રેમદા પામી પુત્ર. પોપટ પરણાવ્યો પ્રિતથી મેના કેરે સાથ; અધીક હેતથી તે રહ્યો, હેતે હાંકું હાથ. કહે પુતળી ભોજ શું વીક્રમ મહીમા એહ; માંથા સાટે લાવીયો, તર તજ આપ્યા તેહ. તન વાહાલુ નહી તેહને, વપુ વાહાલુ તે વ્યર થ; પરમારથ વાહાલુ ઘણું જે સાથે પર અરથ. એવા જે પ્રાક્રમ કરે, નીમખ ન રાખે તુંન્ય; એ આસન એ બેસશે, કરે જે એવાં પુન્ય.

ચોપાઈ—કહ્યાં પુતળીએ જે વરત, લખ્યાં પુરાણ પંડીતે

તરત; સંસ્કૃત કાળીદાસે કહ્યાં, પ્રાકૃત કથા તરે તે ગયાં. સંસ્કૃત માંથી કહી એ જથા, પ્રાકૃત કવીતાએ કથા; ભાટ ચારણ કવી જન કોડ, માગુ માન બેઉ કરજોડ. અક્ષર ભેદ ના જાણું અતી, જાણનાર સાચી સરસ્વતી, જે મત દીધી માવડી તેવી ખુબ અક્કલ આવડી; સાભંળતામાં પાતીક જાય, કાયા નીરમળ તેની થાય. સુણે સીખે ને હેતે ગાય, પાંચે પાતીક તેનાં જાય; ભલી વાત ઉપર રહે ભાવ, સ્વપનામાં ના આવે તાવ. આપે એકને પામ લાખ તેની વેદ પુરાંણે છાપ. મુરખ વિધા પમે ઘણી, ઇશ્વર આશા પુરે તે તણી; નીરધન જન પામે તે ધન, વંઝા નારી પામતે તન. પામ ભકત નારાયણનું નુર, સામદ ક્ષત્રી પામ સુર; રોગી જન તે રોગ વામશે, બ્રહ્મ તેજ બ્રાહ્મણ પામશે. ભલી બુદ્ધ પામ તે ભાટ, ચારણ ચાતુરી કેરી વાત. કવી કહે હું સઉનો રાંક, ક્ષમા કરજો સઉ મારો વાંક. કહે પુતળી સાંભળ રાય, એવા થાઓ તો ધરજો પાય; એમ કહી આકાશે ગઈ, એહ કથા સંપુરણ થઈ.

સાંમળભટ કહે કર જોડ, બોલો જે જે શ્રી રણછોડ.

ઈતી મેના પોપટની વારતા સંપુરણ.

